શ્રી સરસ્વત્યૈ નમઃ

# વણિક-જ્ઞાતિ.

## પુસ્તક પહેલું.

---

લખનાર.

તથા.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

પારેખ ભગવાનજી ગોવરધનદાસ

ધોરાજી.

આવૃતી ૧ લી  પ્રત  ૧૦૦૦

વિક્રમ સંવત્ ૧૯૫૮ ના કાર્તિક માસ.

---

ભારતબંધુ પ્રિન્ટિંગ પ્રેસમાં શા. વાડીલાલ મોતીલાલે છાપી.

અમદાવાદ.

અમૂલ્ય.



## દોહરો.

**સ્તુતિ.**

અવિચળ દેવી સારદા, પ્રણમું તુંજને માય;
કૃપા કરી આપો તમે, આ બાળકને સા'ય.
કરવા જ્ઞાતિ–ઉન્નતિ, હોંશ ધરૂં છું મન;
હામ પુરી પાડો તમે, સા'ય થજો છું દીન.
યત્ન ફરજ માનવતણી, ફળ તમ દેવા સાથ;
તે માટે તારી લહો, બુડતાને દઇ હાથ.
એજ અરજ ગુજારીને, માંડુ મારૂં કામ;
થશે આપ કૃપાવડે, સિદ્ધ ધરૂંછું હામ.

લી. સેવક ભગવાનજી.

સંવત ૧૯૬૮ ના કાર્તિક માસ.

# પ્રસ્તાવના.

એક વખત હું એક ગૃહસ્થની દુકાને બેઠો હતો ત્યાં એક વણિક અને બીજા બે ચાર માણસો પણ બેઠાં હતાં. જે વાણીયો ત્યાં હતો તે હજુ બાળવયમાં એટલે લગભગ બાવીશકે વર્ષની ઉમરનો અને ટુંકા વખત પર ઘર ભંગ થયેલો હતો. તેને ફરીથી પરણાવવાની વાતો ચાલતી હતી તે દરમ્યાન વણિક જ્ઞાતિના ધારા ધોરણો અને ચાલતા જમાનાના રીતરિવાજ વિષે એટલી બધી તીરસ્કાર ભરેલી વાતો ચાલી કે જેથી મારૂં મન બહુ પીગળી ગયું અને તેને માટે વિચાર કરવા લાગ્યો. આખરે એમ સુઝયું કે એક પુસ્તક બહાર પાડી વણિક જ્ઞાતિમાં મફત વ્હેંચવું અને વણિક જ્ઞાતિના ગૃહસ્થોના કાનપર 'જાગો' 'જાગો' એવી ધ્વની: પહોંચાડવી. જે કારણકથી આ પુસ્તક લખાયુંછે:

પુસ્તક ઘણુંજ નાનું છે તે હું જાણું છું પણ જો મોટું થાય તો છપાવવાનો ખર્ચ વધી જાય, અને તે ખર્ચની રકમ ઉભી કરવી મુસ્કેલ થાય. તો પણ જો જ્ઞાતિના ઉત્તેજન અર્થે પુરતી મદદ મળશે તો હું મારો વખત ખુશીથી ખરચીશ અને મારાથી બની શકશે તેટલું મારી જ્ઞાતિને માટે કરીશ.

આ પુસ્તકમાં જે કાંઇ ખોડખાપણ માલમ પડે તે લખી જણાવી આભારી કરવા મારા દરેક વાંચનારને મારી નમ્ર વિનંતી છે.

સંવત્ ૧૯૫૮ ના કાર્તિક વદ ૧૦

લી. સેવક.

પારેખ ભગવાનજી ગોવરધનદાસ

# મદદ આપનાર સદ્‌ગૃહસ્થો.



જામનગર રા. રા. મગનલાલ ખેંગારભાઇ પુનાતર

મુંબઈ રા. રા. ઉમરસિંહ રાજપાળ

ઉપલેટા. રા. રા. રતીચંદ લખમીચંદ

જેતપુર રા. રા. રતીલાલ કસળચંદ

રાજકોટ રા. રા. ફુલચંદ કસ્તુરચંદ

રાજકોટ રા. રા. મોહનલાલ કસ્તુરચંદ

મજેવડી રા. રા. મનજી ધરમશી.

ઉપરના સદ્‌ગૃહસ્થોએ અને તે સીવાય બીજા બે ચાર ગૃહસ્થોએ પૈસાથી મદદ આપી છે.

રા. રા. બખાઇ જેચંદભાઇ રવજીભાઇએ આ પુસ્તકની અર્પણ પત્રિકા લખવામાં મદદ આપી છે.

રા. રા. શાહ ચુનીલાલ લાલચંદે હામરૂપી દામથી મદદ કરી છે માટે આ સ્થળે એ સર્વે સદ્‌ગૃહસ્થોનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

પારેખ. ભગવાનજી.



# અર્પણ-પત્રિકા.

જ્ઞાતિના અગ્રેસરો

કે જેઓ જ્ઞાતિના ભલાને અર્થે કમર કસી નિશદિન આતુરતાથી મચી રહ્યા છે, જેઓ જ્ઞાતિનું હિત કરવું એ પોતાની ફરજ છે એમજ સમજે છે અને તન મન અને ધનથી જ્ઞાતિનું શ્રેય કર્યા કરે છે તે મહાશયોને આ લઘુ ગ્રંથ કે જે વિદ્વાન્ લેખક હોવાના ડોળથી લખાયેલો નથી પરંતુ માત્ર બાળઅવસ્થામાં જ જ્ઞાતિના હિતની ઊર્મિઓ ઉઠતાં માત્ર વિચાર રૂપે જ તૈયાર થયેલો છે તે સપ્રેમ અર્પણ કરી કૃતાર્થ થાઉં છું. અસ્તુ.

લી.

જ્ઞાતિનો બાળક

અને

ઉન્નતિ જોવાને આતુર

પારેખ ભગવાનજી ગોવરધનદાસ.

પરમાત્મને નમઃ

# વણિક—જ્ઞાતિ.



## ૧ ઉત્પત્તિ.

પ્રાચીન વખતના ઇતીહાસોનું અવલોકન કરતાં માલુમ પડે છે કે—આપણું હિંદુઓનું મૂળવતન મધ્ય એશીઆ હતું. ત્યાં સંખ્યામાં વધારો થવાથી, આપણે જૂદા જૂદા દેશો તરફ જવા લાગ્યા, અને ત્યાં વસવા લાગ્યા. કેટલાક પશ્ચિમ તરફના દેશોમાં ગયા અને તેઓ ફ્રેન્ચ, ઇટૅલીઅન, ગ્રીક, ઇંગ્લીશ, રોમન વિગેરે જૂદા જૂદા નામથી પ્રસિધ્ધ થયા. કેટલાક હિંદુસ્તાનમાં આવ્યા, તેઓ 'આર્ય' ના નામથી ઓળખાયા. તેઓએ પોતાના સ્થળને 'આર્યાવર્ત' નામ આપ્યું.

બીજા લોકો આપણાથી જૂદા પડયા માટે આપણે તેઓની વાતને પણ જૂદી રાખી, આપણા આર્યો કેમ આવ્યા, કેમ વસ્યા અને કેવા હતા તે જોઇશું.

આર્ય લોકો હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે આંહી જંગલી લોકો કેટલેક અંતરે ઝુંપડાં બાંધી વસતા હતા. તેઓના નામ (જંગલી) પરથીજ વાંચકને તેઓની સ્થીતિનું ભાન થશે એમ ધારી તેનું વર્ણન જવા દઉંછું.

આર્ય લોકોએ આ જંગલી લોકોને ડુંગરા ટેકરીઓમાં નસાડી મુક્યા અને પોતાની સ્થીતિનો વિચાર કરતા રહ્યા; પરંતુ વિચાર કરવાને લાંબો વખત રહ્યો નહિ; કાર-

કેમકે હિંદુસ્તાન તે વખતે માલુમ પડેલી પૃથ્વીમાં શ્રેષ્ઠ મનાતો હતો અને હજુ મનાય છે, આ ફળદ્રુપપણાના ગુણથી લોભાઈ એક પછી એક એમ અનેક જાતો આર્ય લોકો પર ચઢી આવવા લાગી તેથી પોતાની સ્થીતિમાં ફેરફાર અને સુધારો જેમ બને તેમ તુરત કરવાની ફરજ પડી.

લડાયક વર્ગની તો ખાસ જરૂરીઆત હતી કારણ કે યુદ્ધ આરંભવાની શરૂઆત કરવી હતી. પોતાની પાસે જે કાંઇ થોડી ઘણી વિદ્યા હતી તે કાયમ રાખવા તથા તેમાં વૃદ્ધિ કરવા ભણનાર તથા ભણાવનારની પણ ખાસ જરૂર હતી. સઘળા લોકોનો આધાર ખેતી અને વેપાર પર જ હોવાથી તેઓની જાત પાડવાની પણ જરૂર હતી માટે બ્રાહ્મણ ( ભણે અને ભણાવે ) ક્ષત્રી ( યુદ્ધનું કામ કરી શત્રુઓથી રક્ષણ કરે ) અને ( વૈશ્ય ખેતી અને વેપાર કરે ) આ પ્રમાણે તેઓએ પોતાની એક જાતના ત્રણ ભાગ પાડયા. જંગલી લોકો ડુંગરામાં ભરાયા હતા તેમાંના થોડા એક પાછા આવ્યા અને તેઓએ ત્રણે જાતનું દાસત્વ સ્વીકાર્યું આ લોકો શૂદ્રના નામથી ઓળખાયા.

આ પ્રમાણે ચાર ન્યાતો થઇ. સમય જતાં જતાં મતમતાંતરને લીધે તેઓ જૂદા જૂદા પડતા ગયા અને નવી નવી ન્યાતો બંધાતી ગઈ. આ પ્રમાણે ચાલતાં ચાલતાં આખરે પરિણામ એ આવ્યું કે આપણે આપણી નજરે હજારો ન્યાતો જોઇએં છીએં. આપણી વણિક જ્ઞાતિ પણ આ અનેક ન્યાતો માની એક છે.

## ૨ નવ ન્યાતો.

વાણીયાની અનેક ન્યાતો છે પરંતુ તેમાં નવ મુખ્ય છે. તેઓનાં નામ, દશાશ્રીમાળી 'વિસાશ્રીમાળી' સોરઠીયા, પોરવાડ, મોઢ ઓસવાડ કપોળ, દેશાવર ઝાલોરા વિગેરે છે. તેઓ માંની દરેક જ્ઞાતિ ભાણે વહેવાર રાખે છે એટલે કે તેઓ સાથે બેસીને ખાવામાં બાદ ગણુતા નથી પરંતુ એક બીજા દીકરા દીકરીઓ વરાવતા પરણાવતા નથી.

સગપણ વહેવાર નહિં રાખવાનો ધારો શા કારણથી થયો હશે તે માલુમ પડતું નથી પણ સ્વભાવિક રીતે ખોટો છે; કારણ કે જે લોકો સાથે બેસીને ખાઈ શકે તેઓ સગપણ વહેવાર રાખે તો કાંઈ અડચણ જેવું જણાતું નથી. માટે ન્યાતના લોકોએ આ વિષય પર પુરતું ધ્યાન આપી દીકરીઓ વરાવતા પરણાવતા થવા માંડવું જોઇએ.

જો ઉપરની વાત અમલમાં આવે અને જૂદા જૂદા નામથી ઓળખાતા વાણીયા એક બીજા સાથે સગપણ વહેવાર કરી, બ્હોળાસહવાસમાં આવે તો અવશ્ય ઘણો લાભ થાય. આ વાત ન બની શકે તેવી નથી, તેમ ન્યાતોના અધિકારીઓ કરવા ધારે તો સહેલાઇથી થઇ શકે તેવું છે. કારણ કે સાથે બેસી જમનારા, સગપણ વહેવાર રાખવામાં આના કાની કરે, તેવા થોડા જ મળશે.

અંદર અંદર અરસ પરસ સગપણ વહેવાર ચાલવાથી સંપમાં વૃદ્ધિ થશે. અને વણિક જ્ઞાતિ એક મજબુત બંધારણવાળી થઇ ચડતી દશામાં આવશે.

વળી એવા દાખલા પણ પ્રત્યક્ષ થયા છે કે પોતાની જ્ઞાતિ ટુંકી હોવાથી વર અને ઘર બેઉ અનુકુળ મળી શકતાં

નથી તો પણ બાળકોનાં લગ્ન જેમ તેમ કરી નાખવાની ફરજ પડે છે. આનું પરિણામ સારૂં આવતું નથી કારણ કે એ તો સ્વભાવિક છે કે જેની સાથે પ્રથમથી જ મન ન મળ્યું તેની સાથે પાછળથી મેળવવું મુસ્કેલ થાય છે; તો તો પણ બિન ઉપાયે તેમ કરવું જ પડે છે. આ મુસ્કેલી દૂર થવાને નવ ન્યાતો બલકે વણિક જ્ઞાતિ જ એક થવાની જરૂર છે અને તે થશે તો ઘણો લાભ થશે.

એક તો છેજ, કાંઈ નવું કરવું નથી. માત્ર સગપણ વ્હેવાર નવો કરવો છે અને તે કરવાને પણ લોકો ઘણી ચાહના રાખે છે પરંતુ આપણે વાણીયાભાઈમાં કોઇ આગેવાન થાય તેમ ન મળે. માટે ન્યાતના લોકોએ આ વિષય પર પુરતું ધ્યાન આપી એકતા કરવાને પગલાં ભરવાં જોઇએ અને કોઇ તેમ કરનાર મળે તો તેને ઉત્તેજન આપવું જોઇએ, કે જેથી ભવિષ્યની પ્રજા સુખ પામે.

## ૩ કન્યા વિક્રય.

અત્યારના જમાના પ્રમાણે આપણે વાણીયા બીજી બધી નાતો કરતાં હલકા છીએ એમ કોઇ કહેતો આપણાથી ના કહી શકાય તેવું નથી કારણ કે આપણાં આચરણ અધમ થયાં છે. મુસલમાન વિગેરે લોકો જીવતાં જનાવરનું ભક્ષણ કરે છે, ઢેઢ વિગેરે લોકો મુએલાં ખાય છે પણ આપણે વાણીયા આપણાં પોતાના જ બાળકોનું ભક્ષણ કરનારા થયા છીએ. રક્ષણને બદલે ભક્ષણ !! પુત્રીને પાળી પોષી મોટી કરી અને લાડમાં ઉછેળી તે પુત્રી મોટી થતાં તેની ઢોરથી પેઠે કીમત અંકાય ! મહાજન થઇને કસાયનું કામ માંડી બેઠા છીએ !! માત્ર પૈસાના જ

લોભથી પુત્રીને ગમે તેવા વરને તેનું કુળ, વિદ્યા, ગુણ, વય, કે ખાનદાની જોયા વગર આપી દેવી એ ઓછી વાત નથી. પછી પુત્રીની શી સ્થીતિ થશે તેનો ખ્યાલ જ નથી. એવા ભયંકર દાખલા નજરે પડે છે કે માબાપો પોતાની પુત્રીને પરણાવી પોતે પૈસાથી પોતાનું ઘર ભરી લે છે. પાછળથી પુત્રીનું ગમે તે થાવ !! આવા ઘાતકી લોકોને ' મહાજનની ઉપમા કેમ આપી શકાય ? અને તેઓ વાણીયા છે એવું કેમ કહેવાય ? ભાઇઓ, જરા વિચાર કરો. તમારી અક્કલ ક્યાં મારી ગઇ છે ? અરે રે !! તમોને પુત્રી કરતાં પૈસો વધારે વ્હાલો છે ? પૈસો તો હાથનો મેલ છે, તેની સાથે પોતાના પ્રેમથી ઉછેરેલા બાળકની સરખામણી ? અને તેમાં પણ પૈસો વધારે !!!! અરે ભાઇઓ, ચોકસ સમજજો કે જ્યાં જ્યાં દીકરીનો પૈસો આવ્યો ત્યાં સત્યાં સત્યાનાશ જાય છે. ખાવા અન્નનું બીજ પણ રહેતું નથી પણ ઉલટું હોય તે પણ તણાઇ જાય છે. આવા હજારો દાખલા નજરે જોયેલા છે, અને સહુએ જોયા હશે છતાં લોકો આ ઉપર ધ્યાન આપતા નથી તે અજાયબી ભરેલું છે.

ન્યાતના વડીલો તરફથી એવો સખત બંધ બંધાવો જોઇએ કે તેમાંથી કોઇ :માણુસ છૂટો થવા પામે નહિં. કન્યા વિક્રય ન કરવા માટે ખાસ ધારો થવાની જરૂર છે અને થશે તો વણિક જ્ઞાતિની પડતી દશા બદલી ચડતી થવા માંડશે એ બ્રહ્માનું વચન છે.

કન્યા વિક્રય બંધ પડતાં વિધવાઓ ઓછી થશે એ સ્વભાવિક છે, કારણ કે પૈસો લેવાની મના થાય ત્યાર

પછી એવો મૂર્ખ પિતા કોઇક જ હશે કે જે પોતાની પુત્રીને વગર જોયે નાખી દે.

આપણે વાણીયા 'મહાજન' કહેવાઇએ છીએ પરંતુ અત્યારના જમાનાનુસાર અર્થ જૂદો જ છે (મહા=મોટા+જન=પ્રેત). ખરેખર અત્યારે આપણે મહા પ્રેત સમાન જ છીએ કારણ કે આપણી જ વહુ દીકરીઓ આપણી જ ભૂલને લીધે વિધવા દશાને પામે અથવા એવી અધમ સ્થીતિમાં આવી પડે અને અનાચારિ થઇ આખરે ગર્ભ-પાત જેવાં મહા પાતકો કરે તેનું પાપ આપણને છે. નિચમાં નિચ કૃત્ય ગર્ભપાતનું. તેવાં તો એક નહિ પણ અનેક થયા કરે છે તેનો અટકાવ કરવા કન્યા વિક્રયની મના એ રામ-બાણ ઉપાય છે. ચોકસ સમજજો કે આ કાર્ય ગમે તેટલા લેખકો ગમે તેટલું લખી સાહી અને કાગળ બગાડયા કરે તો પણ તેથી બીલકુલ અસર થવાની નથી, પરંતુ ન્યાતના અધિકારીઓ આ વિષય હાથમાં લેશે તો તે મુસ્કેલ નથી. અને થવાની પણ જરૂર છે.

## ૪ વિવાહ પ્રસંગ.

(વિવાહનો અર્થ તો સગપણ થાય છે પરંતુ હવે આ શબ્દ લગ્ન પ્રસંગ કહેવાને બદલે વપરાય છે). વિવાહ પ્રસંગ એ એક અગત્યની વાત છે અને તેથી અત્રે તેને થોડી જગ્યા આપવી જરૂરની છે. આપણે સઘળા જોઇએ છીએ કે જે વાત એક વખતે અનુકુળ હોય તેજ બાબત બીજી વખતે પ્રતિકુળ થઇ પડે છે. જૂના વખતથી આપણી વિવાહની રૂઢીમાં કેટલાક ફેરફારો થયા છે અને કેટલાક સુધારાની જરૂર છે.

પહેલી અગત્યની બાબત તો એ છે જે આપણે ઘરેણાં લુગડામાં અતિ વધ્યા છીએ તેનો કાંઈ નિયમ થવો જોઇએ. આ ઉપરથી એમ કે'વાની મતલબ નથી કે પૈસાદારે વધારે ન કરવું પરંતુ જ્ઞાતિનું આટલું બંધારણ અગત્યનું છે કે અમુક કપડાં અને અમુક ઘરેણાં જ માંડવા નીચે આવી શકે. તે ઉપરાંત થઇ શકે નહિં. વહુને ઘેર લાવ્યા પછી પૈસાદારો સોને મઢાવે તો પણ તેને કોઈ મના કરતું નથી. પરંતુ ચરસાચરસીમાં જ્ઞાતિના ગરીબ લોકોનો મરો થાય છે તે તરફ પૈસાદારોએ જોવું જોઇએ. એતો સ્પષ્ટ છે કે "લાંબા સાથે ટુંકો જાય, મરે નહિ તો માંદો થાય." ખરેખર જ્ઞાતિના પૈસાદાર લોકો એક બીજાની દેખાદેખીથી વધારે વધારે કરતા જાય તેથી ગરીબ લોકોને તેની પાછળ ટંગાતાં ટંગાતાં મરતાં પડતાં પણ કરવું પડે. ન કરે તો હલકાઇ કહેવાય, તેથી આબરૂની ખાતર ગરીબ લોકો તણાઇ મરે તે સ્વભાવિક છે. આનું પરિણામ એ આવે છે કે કાંતો સાધારણ સ્થીતિના લોકો આધેડ થાય ત્યાં સુધી વરી પરણી શકતા નથી, અને કદાચ તેમ થાય તો દેવામાં ડુબી જાય છે. આમ થવાથી જ્ઞાતિમાં વૃદ્ધિ થવાને બદલે નુકશાન થાય છે. માટે આ વિષય પર જ્ઞાતિના પૈસાદારે ધ્યાન આપવાની જરૂર છે.

કપડાંમાં આપણે ઘણા વધ્યા છીએ તેનો અટકાવ થવો જોઇએ. સાઠ સીતેર રૂપીયાનો એક સાડલો લેવો તે ક્યારે ઉપયોગી થાય? દસ વરસે બે દિવસ. વાહ! વાહ!! ઘેર બીજે વિવાહ આવે ત્યાં તો પેલો સાડલો પેટીમાં જ પડ્યો પડ્યો સડી જાય અને પહેરવાના ખપમાં આવે તેવો રહે નહિ. વળી આણાં પરિયાણાં વખતે પણ ભારે

ભારે કપડાં કરવાનો રિવાજ ચાલે છે તે જો કે અલબત રીત સર જોઇએ પરંતુ જે રિવાજ ચાલે છે તે ઘટાડવાની ખાસ જરૂર છે. કન્યાના સસરાના પક્ષની આબરૂ અને ગૃહસ્થાઇ પ્રમાણે તો તેને કપડાં મળ્યે જ જાય. માબાપ કન્યાને સારાં સારાં કપડાં આપે પરંતુ જો તે બાઇના શ્વસુર પક્ષની સ્થીતિ દુર્બળ હોય તો પેલાં ભારે ભારે કપડાં પહેરવાનો ક્યારે પ્રસંગ આવે ? બીજા માણસો ચીથરાં વીટતાં હોય અને વહુથી બાપના ઘરનાં કપડાંનો ઠાઠમાઠ કરી શકાય ? અને તે બની શકે ? ના, ના; ભાઇઓ, તે ન પહેરી શકાય. આખરે તે કપડાં પડયાં પડયાં સડી જાય અને પૈસા સઘળા વ્યર્થ. જો કન્યાનાં સાસરાં ગૃહસ્થ હોય તો તો સવાલજ ક્યાં છે કે તેને પહેરવાને કપડાં ન મળે, તે તો તેની સ્થીતિ અને રીતિ પ્રમાણે મળ્યેજ જાય. માટે કપડાં અનહદ ખરચ કરાવે છે તે બંધ થવું જોઇએ. અને પૈસાદાર લોકો પણ તેવા પ્રસંગો પર કાંઇ વધારે ન જ કરી શકે તેવો બંદોબસ્ત થવો જોઇએ.

કપડાંની આછકડાઇ વધી એ સુધારાની રીતિને અનુસરીને થયું છે પરંતુ આને અમે કુધારો માનીએ છીએ. પચાસ રૂપીયાનાં કપડાં વધારે લેવા કરતાં ચાર ગદીયાણા સોનાનું કડું કરાવ્યું તો દશ વર્ષ વાપરીને જરૂર પડે તો ( રૂપીયો ઓછો અદદો પણ ) ખરચેલું દ્રવ્ય પાછું મળી શકે. માટે સર્વે ગૃહસ્થો જ્ઞાતિના ગરીબ બંધુઓ પર રે'મ દૃષ્ટિ કરી પોતાની જ્ઞાતિની ખાતર આટલો બંધ બાંધે કે અમુક કપડાં અને અમુક ઘરેણાં ઉપરાંત કોઇએ લગ્ન પ્રસંગે બીલકુલ વધારે કરવું નહિ તો, ખરેખર, જ્ઞાતિને ઘણો લાભ થશે.

ઘરેણાંનો બોજો પણ ઘણો વધ્યો છે માટે સાધારણ લોકોની સ્થીતિનો વિચાર કરી તેનું બંધારણ થવાની જરૂરીઆત છે. આ બધું તાલેવરને માટે નથી પરંતુ જ્ઞાતિના ગરીબ બંધુઓ માટે જ છે. તેઓ બિચારા કાંઇક શ્રદ્ધા અને કાંઇક જોરાવરીથી કરજમાં ડુબીને પણ જ્ઞાતિના મોટા માણસનું અનુકરણ કરે છે તો મોટા માણસોએ પણ તેઓના તરફ જોવું જોઇએ.

લગ્ન પ્રસંગે આપણે જાન લઇને જઇએ છીએ ત્યારે પણ થોડી બાબત વિચારવાની રહે છે. કન્યાનો બાપ પૈસાદાર હોય તો કશી હરકત નહિ પરંતુ ગરીબ હોય તો તેને આબરૂમાં દબાઇ રહી પોતાની શક્તિ ઉપરાંત ખરચ કરવાની ફરજ પડે છે. ભાઇઓ, સારૂં તો સહુને ગમે છે પણ સમય વિચારીને ચાલવું જોઇએ. જાન ચાર દિવસ રોકાવાનો ધારો છે તે બે દીવસ રોકાઇ તો કાંઇ હરકત ખરી ?

કન્યાને બીલકુલ પૈસા લીધા વગર પરણાવવી અને જાનને એક વખત જ જમાડી રજા આપવી તે કન્યાને વહેંચી જાનને વધારે રોકવા કરતાં ઘણું સારૂં છે. આ બાબત માટે કોઇ મોટેથી બોલતું નથી. પરંતુ છુપા શોર બકોર બહુ થયા કરે છે, અને તેનું બંધારણ થાય તો જ્ઞાતિના લગભગ સઘળા માણસો ખુશી થાય એવું લાગે છે; કારણ કે અત્યારે લોકોના ગજા ઉપરાંત ખર્ચ થાયછે.

વારૂ; આપણે વાણીયા છીએ. કરકસર કરવી એ આપણો બાપદાદાનો ધંધો છે. કહેવત છે કે “ વાણુ પાડે તે વાણીઓ ” જુઓ જોઇએ, જાન જમાડવા કરતાં તે પૈસાનો વધારે સારો ઉપયોગ થઈ શકે છે ? વારૂ, જાનમાં

પચ્ચીસ માણુસો હોય તો લગભગ દોઢસો બસો રૂપીયા ખર્ચ થાય. તે દોઢસો બસો રૂપીયાનો એક સારો દાગીનો કરી કન્યાને કરીઆવરમાં વધારે આપે તો તેને સમય આવતાં ઉપયોગી થઈ શકે કે નહિં. અથવા કોઇ સારા ગૃહસ્થને ત્યાં તે રકમ કન્યાને નામે મુકી હોય તો વ્યાજ આવે તે સાથે પેલા રકમ સંચવાઇ કે નહિં ? અને દશ વર્ષે જરૂર પડે ત્યારે તે રકમ કેવી અને કેટલી મદદ કરે તેનો ખ્યાલ કરો. જાનૈયા બે દિવસ જમી જાય ત્યાં સુધી વાહ, વાહ, કહે અને પૈસાનો તેથી વધારે સદુપયોગ થતો અટકે. (આવી બારીક નજરથી પૈસાદારને જોવાની જરૂર નથી માટે તેઓએ આથી કાંઇ ખોટું લગાડવાનું કારણુ નથી પરંતુ ગરીબ લોકોની સ્થીતિ તરફ દૃષ્ટિ કરતાં આ વાત તેને કેવી મીઠી લાગે અને કેટલી અનુકુળ થઈ પડે ?)

આ વિષય માટે અમુક અમુક સ્થળે ધારા ધોરણો થયેલાં છે પરંતુ તે હજી પુરેપુરી રીતે અમલમાં નથી.

## ૫ જમણવાર.

આપણે વાણીયા જમણવારોમાં વધારે પડતું દ્રવ્ય ખરચી નાખીએં છીએ. પૈસાદાર લોકો કર્યા કરેછે તેથી તે એક સાધારણ ધારો થઇ પડયો છે. પરણાં અને મરણાં વખતે જમાડવાનો રિવાજ છે.

જમણવારો આપણા બાપદાદાઓ પણ કરતા પરંતુ તેનો હેતુ શું હતો તે અત્યારે કોઇ જાણતું નથી અને કદાચ જાણતું હોયતો તેનો કંઇ ઉપીયોગ નથી. કાંઈ દેશના અથવા જ્ઞાતિના ભલાને માટે અથવા કાંઇ પરોપકારનું મહાકાર્ય આદરવું હોય ત્યારે સમાસભાસીઓ મળી

તે કાર્ય કરતા અને કાર્યની શરૂઆતની ખુશાલીના બદલામાં જમણવાર કરતા, અથવા કોઇ શેઠ સાહુકાર ને ઘેર લગ્ન પ્રસંગ વિગેરે આનંદોત્સવ હોય ત્યારે તેઓ જમણવાર કરતા; પરંતુ અત્યારે તો તે બધું બદલી જમણવારોનો ગેરઉપયોગ થાય છે. મનુષ્યો સારૂં જોવાને બદલે ખરાબજ જુએ છે અને કરનારની શી ખામી છે તેજ શોધ્યા કરે છે. કંઇ મોટું કે પરમાર્થનું કાર્ય થતું નથી અને ઉલટી જમણવાર કરનારની નિંદા થાય છે.

વળી કોઇ ગરીબને ઘેર પરણું મરણું કંઇ હોય ત્યારે આજુબાજુના લોકો તેને કહે કે ભાઇ, આખી ન્યાતને નહિ જ માડો તો તમારી આબરૂમાં ખામી આવશે, તમારા બાપદાદાની મ્હોટાઇ અને ખાનદાની ધોવાઇ જશે. તમારી હલકાઇ કહેવાશે. આમતેમ બોલી પેલા ગરીબ માણસને ગમે તેમ સમજાવી જમણવાર કરાવે છે. ગામના લોકો એક દિવસ જમી ગયા એટલે થયું. આજ પૈસાનો સદુપયોગ ! !

ભાઇઓ આ કરતાં કાંઈ વધારે સદ્‌પયોગ થઇ શકશે ? ગરીબ લોકોનાં બાળકો વિદ્યાભ્યાસ કરતાં હોય તેઓ આગળ વધતાં વધતાં પૈસાની તંગીને લીધે અટકે છે. અભ્યાસ છોડી દે છે અને—હામ હોય છતાં દામ નહિ હોવાથી ધારેલી આશા પારપડતી નથી. આવા ઘણા દાખલા જોઇએ છીએ. ભાઇઓ, પેલા જમણવારમાં ખરચાતા પૈસા જ્ઞાતિના ગરીબ લોકોને ભણાવવામાં ખરચાય તો કેટલો ફાયદો થાય ? કોઈ સારી પુસ્તકશાળા કાઢી હોય તો ગામના લોકોને કેવો ફાયદો થાય ! કોઇ મુસાફરખાનું કરા-

વ્યું હોયતો કેટલા અજાણ્યા લોકો સુખી થાય ? કોઇ સારી ઔષધશાળા કરી હોયતો કેટલા દરીદ્રીઓને આરામ થાય ?

ભાઇઓ પૈસાનો સદ્ઉપયોગ કરવો હોય તો અનેક રસ્તા છે. આ કાર્યમાં કંઇ ધારો થવાની જરૂર નથી પરંતુલોકોએ સમજવાનું છે કે જમણવાર કરતાં સારો રસ્તા શોધીએ.

વળી આ લઘુ ગ્રંથમાં હરેક વખતે જ્ઞાતિના વડવાઓ પર ભાર મુકવામાં આવ્યો છે પરંતુ દરેક ન્યાતીલાની તે પ્રમાણે વર્તવાની ફરજ છે માટે દરેક જ્ઞાતિભાઈ આવા વિષયો શોધતા રહી મંડળો સ્થાપી દેશનો કાળનો અને સ્થીતિનો વિચાર કરી, દેશના અને જ્ઞાતિના ભલાને માટે સુકૃત્યો આચરશે તો ઉન્નતિની આશા રહેશે અને થશે કારણકે

**यादृशी भावना यस्य सिद्धि र्भवति तादृशी**

અને તે થાય એવી પરમ કૃપાળુ પરમેશ્વર પ્રત્યે અમારી અંતઃકરણની પ્રાર્થના છે.

શાન્તિ !! શાન્તિ !! શાન્તિ !!

લી. સેવક

પારેખ ભગવાનજી ગોવરધનદાસ.



## જાહેર ખબર.

### થોડી મુદતમાં બહાર પડશે.

# આનંદ—આશ્ચર્ય ભાગ

નામનું રસ ભર્યું પુસ્તક. આ પુસ્તકમાં હાસ્ય અને રમુજી તેની સાથે બોધ દાયક વાર્તાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે. બાળકોને તથા વિદ્યાર્થીઓને અને સાધારણ રીતે સર્વ લોકોને ઉપયોગી થઇ પડે તેવું છે. કોઇ લેખકે પોતાનાં પુસ્તકોનાં વખાણ કરવાં એ રીતિ મને ઠીક લાગતી નથી. પુસ્તકનાં વખાણ ગ્રાહકોજ કરશે. અગાઉથી ગ્રાહક થનાર સદ્‌ગૃહસ્થોનાં નામ પુસ્તક સાથે બહાર પડશે અગાઉથી ગ્રાહક થનારના છ આના. પાછળથી ગ્રાહક થનારના આઠ આના સામટી લેનારને સારૂં કમીશન આપીશું. પોષ્ટ જુદું સમજવું.

આ પુસ્તક વી. પી. થી મોકલવામાં આવશે

# તૈયાર છે.

નવરસ ભર્યું કલ્પિત ત્રિઅંકી નાટક. રંગ ભૂમિપર ભજવી શકાય તેવું છે. તરેહ તરેહની ગમતોનાં ગાયનો છટાદાર ભાષણોથી ભરપૂર છે. જેને લેવાની ઇચ્છા હોય તે તેને રંગભૂમિપર ભજવવાની શરતે આપવું છે. જેને લખો અથવા મળો.

પારેખ ભગવાનજી ગોવરધનદાસ.
નવા કોટ પાસે, ધોરાજી.
(કાઠીયાવાડ)